બનામે ખુદા



જાણીતા લેખક

મી. નવરોજી એદલજી કુપરની કસાએલી કલમથી લખાયલો

ત્રણ અંકી ખેલ નામે

# ઝુંપડીનું ઝવેર

નાટકના

## ગાયનો

રચનાર

તથા

છપાવી પ્રસિદ્ધ કરનાર


મી. હોમી પીરોઝશાહ ચીનવાલા, બી. એ., એલ. એલ બી.

કરાંચી.





કિંમત ૦-૨-૦.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી. ૧૯૩૦

"મોડલ" પ્રીન્ટીંગ પ્રેસમાં વેલજી મુલજી ડાણાએ છાપી.

સાઉથ નેપીયર રોડ, કરાચી.

મહેરબાન બાનુઓ અને ગ્રહસ્થો,

શુક્ર છે તે પાક પરવરદેગારના કે આજના [illegible] રોજે હમારી ધી રીપન મ્યુઝીક કલબના જુના એમેચ્યુઅરસો વાઈ. એમ. ઝેડ. એ. જેવા એક લાયક અને લોકોપયોગી ખાતાંના મેમ્બરો બની તેઓજ આસરા હેડળ તમો કદરદાન કરાંચીની પ્રજા સન્મુખ આ હમારો બીજે ખેલ ભજવવાને શક્તિવાન થયા છઇએ.

હમારો પહેલો ખેલ **"આંધરે બેહેરૂ"** યાને **"વફાદાર બેટી"** કીધા પછી લગભગ અઢી વરસના અંતરે આ હમારો બીજો ખેલ નામે **"ઝુંપડીનું ઝવેર"** તમો સન્મુખ રજુ કરતાં હમો સર્વને ઘણીજ ખુશાલી છે. આ ખેલ જાણીતા લેખક **મી. નવરોજી એદલજી કુપર**ની કસાયલી કલમનું પરીણામ છે. એ ભલા ભાઇએ આ ખેલ લખવામાં એટલી તો મહેનત લીધીચ અને તેને વજનદાર બનાવા માટે પોતાનું ભેજું એવું તો કસયુંચ કે મને પુરતી ખાત્રી છે કે તમો સર્વેની જરૂરજ પ્રશંશા પામશે. હમારી કલબ જે વખતે હસ્તીમાં હતી તે વખતેજ હમારી કલબ તરફથી હમારા ઉમંગી મીત્ર મી૦ **દીનશાહ કાવમજી મીનવાલા** એ ખાસ એવણને મુંબઇથી અહીં તેડાવ્યા હતા નાણાંની તાણને લીધે હમારી કલબ વધુ વખત નીભી શકી નહીં; પરંતુ એ મહેનતુ ભાઇએ હીમત નહીં હારતાં પોતાનો પ્રયાસ ચાલુજ રાખ્યો અને આજે એ ભાઇને તે કીરતારની મહેરબાનીથી પોતાની ધીરજના ફળ મળ્યાં છે.

વળી એવણ ભાઈ એક અડંગ ડાયરેકટર પણ છે. પોતાની આખી જીંદગી આજ કામમાં પસાર કીધેલી હોવાથી હમારા એમેચ્યુઅરસોને એવી તો સારી તાલીમ આપી છે કે એ વિષય ઉપર વધુ નહી લખતાં તમો પ્રેક્ષક વર્ગને એ ભાઈની કદર કરવાને સોંપુ છું. એવા એક લાયક અને ઉદ્યોગી ભાઈના કામની કદર આ વાઇ. એમ. ઝેડ. એ. જેવું એક બહોલું મંડળ જરૂરજ કરશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે.

આ ખેલમાં ગવાતાં **ગાયનો** એ મ્હારી અદના શકિતનું પરીણામ છે. મ્હારેથી જેટલી બની છે તેટલી કાળજી અને **મહેનત**થી આ મ્હારી ગાયનો

રચવાની બીજી કોશેષ તમો સન્મુખ ધરી છે **"આંધરે એહેરૂ"** ના ખેલના ગાયનોમાં મને જે કાંઈ સફળતા મળી તેની કુમક ઉપરજ આ વખતે પણ મેં બીડું ઝડપ્યું છે. ગાયનો ખરેખરી રીતે જોતાં એક ખેલની શોભા છે એ વિચાર ધ્યાનમાં રાખીનેજ આ ખેલમાં પણ મેં સારામાં સારી મોકા સરની ગાયણીઓ આમેજ કરવાને મ્હારી બનતી કોશષ કીધી છે. તે છતાં પણ એમાં તમોને કાંઈ પણ ખામીઓ નજરે આવે તો તે તરફ દયાની નજરથી જોવાને કૃપા કરશો.

બીજું, આ ખેલમાં પાર્ટ ભજવતા મ્હારા સઘળા **એમેચ્યુઅર ભાઇઓએ** રોજ પોતાની નીયમીત હાજરી આપી અને જરાપણ અડચણ વગર એક સંપ થઇ આ કામ સરંજામ પાર ઉતારયું છે તે માટે એ સર્વે મીત્રોનો હું દીલોજાની ભર્યો આભાર માનું છું. હું ખોદા પાસે એટલીજ અરજ ગુજારીશ કે એ સર્વે ભાઇઓને આવા પરોપકારી કામોમાં ભાગ લેવાને ઘણું ઘણું જોર અને જોશ બક્ષે. આ સઘળા ભાઇઓનીજ રાત દીવસની મહીનાઓ સુધીની મહેનતનું પરીણામ તે આ ઝુંપડીનું ઝવેર છે.

અત્રે મ્હારે જો કોઇનો પણ ખાસ ઉપકાર માનવો જોઇતો હોય તો તે મ્હારા ભલા, ઉદ્યોગી અને ખંતીલા મીત્ર, આ મંડળના જોડયા સેક્રેટરી **મી૦ સોરાબ કે એચ. કાત્રકનો** છે. આ ખેલમાં રજુ થતા સર્વે સીનસીનેરીઓ એ ભાઈની જાતી દેખરેખ હેઠળજ તૈયાર કરવામાં આવી છે. પોતાના અતિશય કીંમતી વખતના ભોગે આ ખેલ ને અપ–ટુ–ડેટ બનાવવા જે જે મહેનતો એવણ ભાઈએ લીધી છે તે માટે હું મ્હારી તરફથી તથા મ્હારા સઘળા એમેચ્યુઅર બીરાદરો તરફથી એ ભાઇનો ખરા જીગરથી આભાર માનું છું.

આ ખેલને ભપકાદાર ઇલેકટ્રીક લાઇટસથી દીપાવવા હમારા અનેક રીહરસલોમાં પોતાની હાજરી આપી જે જે તકલીફો ઉઠાવી છે તે માટે હું મારા મીત્રો **મી૦ હોરમઝદયાર. બી. મીનોચેરહોમજી** તથા **મી૦ મીનોચેર એ. વાણીયાનો** આ તકે આભાર માનું છું.

મ્હારી ગાયનની ચોપડીમાં જાહેર ખબરો મેળવવા માટે તથા આ ખેલને લગતું અનેક કાર્ય ઉપાડી લઈ મ્હને મ્હારા કામમા દરકે રીતની મદદ પહોંચાડવા માટે હું મ્હારા જાની મીત્રો **મી૦ અહેરવાન ખો. ઈરાની, મી૦ બહમન. સો. પસ્તાકીયા** તથા **મી૦ એદલજી ન. રાંદેરીયા** નો દીલોજાની ભર્યો આભાર માનું છું.

હવે વધુ લંબાન નહીં કરતાં હું એટલુંજ કહીશ કે આ ખેલમાં ભાગ લેતા સર્વે એમેચ્યુઅરસો એક અઠંગ ડાયરેકટરની તાલીમ ટળે ટીપાઈ ટીપાઈને આજ રોજે તમો સન્મુખ કંઈક વિશ્વાસ સાથે ઉભા રહેવાને સામર્થવાન બન્યા છે. તે છતાં પણ મ્હારી તમો સર્વને નમ્ર વિનંતી છે કે તેઓની ઘણીજ બારીકાઈથી પરીક્ષા ના લેતા. તેઓ **એમેચ્યુઅરસો** છે અને કોઈપિણ રીતની હાંસલ વગર ફકત પોતાના **શોખને ખાતરજ** આ કામ ઉપાડી લીધું છે, તે ધ્યાનમાં રાખીને જરા નાખતીની નજરે નુકતેચીની કરજો. હમોને આ ખેલમાં જો કાંઈ પણ ફતેહ મળશે તો ફરી એકવાર તમો સન્મુખ હાજર થવાની હીંમત કરીશું એજ પ્રાર્થના.

| | |
|---|---|
| કરાંચી, | લી૦ દુવાગીર સેવક, |
| તા. ૬-૯-૧૯૩૦ | **હોમી. પી. મીનવાલા.** |

# મ્હારી તરફથી બે બોલ.

દુનીયાની આ રંગ ભુમિપર, લાખો જના પણ થઈ ગયા
કરોડો જનમી આ ધરતીપર, આખર ફના પણ થઇ ગયા
ભલા ભલા શહેનશાહોબી, થયા મોતથી આખર લાચાર
કુદરતની ગેબી કરામતનો. આખર કોઇ નહી પામ્યું સાર
હરદમ સૌ સાથ કરવી ભલાઇ, કારણ કજા આખર આવવાની છે
ફક્ત એક જાતે ખુદા બાકી છે. બાકી દુનિયા સારી ફાની છે.

આય દુનિયા પણ એક નાટક તખ્તો છે જેની માલેકી તે કીરતારના હાથમાં છે. જેમ એક મોટી નદીમાંથી વહેતી નાની નદીઓ તેની શાખા છે તેમ આ નાનો નાટક તખ્તો પણ આ બહોલી દુનિયાના એક નાટક તખ્તાની શાખા છે. નાટક તખ્તો એક એવી જગા છે કે જ્યાં દરેક ઇનસાન પોતાને ખરા રૂપમાં જોઇ શકે છે. અને તે ઉપર લાંબો વીચાર પુગાડવાથી પોતાની જીંદગીમાં ઘણા ફેરફારો કરી શકે છે. આ મારો નવો નાટક નામે **ઝુંપડીનું ઝવેર** મારી નાચીઝ કલમથી લખાયલો છે. કેટલા વખતની ચાલુ મહેનત પછી આ ખેલને સ્ટેજ ઉપર રજુ કરવાનો મને મોકો મળ્યો છે. તે માટે તે કીરતારનો હું ખરા જીગરથી આભાર માનું છું. આજે લગભગ ૧૧ વરસ અગાઉ કરાંચી મધ્યે જુગાર નામે એક નાટક સ્ટેજ થયો હતો જેની સાથે ઘરડી ઘોડી ને લાલ લગામ નામે એક ફારસ પણ મારી અદના કલમથી લખાયલો સ્ટેજ થયો હતો ત્યાર બાદ ઘણા લાંબા અંતર પછી આ મારો નવો ખેલ તેજ કરાંચીની પ્રજા સનમુખ રજુ થાય છે.

જેમ એક ઇનસાન પોતાના બદન પર કોઇ પણ રીતની સજાવટ વગર પોતાના પૂર બહારમાં આવતું નથી તેજ પ્રમાણે એક નાટકની ખરી સજાવટ તે તેના **ગાયનો** છે. આ મારા ખેલને સજાવા મોકાસરની રાગ રાગણીઓ ગોઠવનાર તેમજ સારા બંધ બેસતા શબ્દોની જોડણીઓ કરનાર, એ બંને ચીજોને ઉપાડી લેનારા મારા ભલા મીત્ર **મી. હોમી પીરોજશાહ મીનવાલા** છે. અને સૌથી વધારે એજ ભાઇની ખંતીલી મહેનતથી આ ખેલ બહાર પડીયો છે. પોતાના કીંમતી વખતનો ભોગ આપી એ મારા ભલા મીત્રે જે આટલી તકલીફ ઉઠાવી છે તે માટે એ ભાઇનો હું ખરા જીગરથી આભાર માનું છું.

બીજું આ નાટકમાં ભાગ લેનાર મારા ઉમંગી એમેચ્યુઅરસો આગલ ઘણી વખત તમો સનમુખ દેખાવ દઇ ગયા છે પણ હવે તેજ બીરાદરો પોતાની અતિ જોસદાર એકટીંગ સાથે કંઈ નવા રંગ રૂપમાં તમારી ખીદમતમાં હાજર થાય છે એ મારા ભલા ને નેક ખવાસના ઉમંગી ને ખંતીલા બેરાદરોએ આ ખેલ તૈયાર કરવા ને મારી મહેનતને જે કંઇબી જશ મળે તેવા રસ્તા પર મુકવાની જે કોશેશ કીધી છે તે માટે એ સર્વે ભાઇઓનો હું આભારી છુ.

આ નાટક બહાર પાડવા અગાઉ મને ખરી ઉલટ આપનાર અને મને તથા મ્હારા એમેચ્યુઅરસોને દરેક રીતની સુખ સગવડ કરી આપનાર મારા સાચા ખેરખાહ **મી. સોરાબ કે. એચ.** કાત્રક છે એક સારી ચીજને ઉત્તેજન આપી એમેચ્યુઅરસોને આગળ વધારવા એ ભાઇની તારીફ લાયક ઉલટ હતી. જે માટે એ ભાઇનો આભાર માનું છું.

બીજું હું કંઇ એવો અડંગ લખનાર નથી, જેથી મારી કંઇ પણ ખામી તમો મહેરબાનોની નજરે આવે તો તે તમો તમારા મોટા દીલથી દરગુજર કરશો એવી મને ખાતરી છે. વધુ લખી તમો મહેરબાનોને કંટાલો નહી આપતાં ફક્ત ટુંકમાં એટલુંજ જાહેર કરીશ કે આ નાટક સ્ટેજ કરવામાં મ્હારી ૪ મહીનાની મહેનત તથા અનેક જહેમતો વચ્ચે આ કામ જે સરંજામ પાર પાડીયું છે તે માટે તે પાક પરવર દેગારનો હું ખરા દીલથી ફરી એક વાર આભાર માનું છું અને તમો મહેરબાનો મ્હારી મ્હેનત માટે જે કાંઇ સારૂં યા નરસું મત બાંધશો તે પ્રમાણે હું મને પોતાને જશ મળેલો સમજીશ.

લી०

નવરોજી એદલજી કુપર.

# નાટકના પાત્રો



## પુરૂષ પાત્રો

| | |
|---|---|
| ખાનબહાદુર નરીમાન— | સુરત શહેરનો એક જાણીતો શેઠીયો. તુમાખી તવંગર; ખુશરૂનો પીતા. |
| ખુશરૂ (કુંવરજી)— | નરીમાનનો એકપુરો દીકરો; સાલેસ ને નેક પાછળથી શીરીનનો ભરથાર. |
| મંચી શાહુકાર— | નરીમાનનો પ્રાઇવેટ સેક્રેટરી; એક પાપી પ્રપંચી |
| અસલાજી— | ભાઠા ગામમાં વસ્તો એક ગરીબ ગામડયો. શીરીનનો કાકો તથા પાલક પીતા. |
| લવજી— | અસલાજીનો ગુમ થએલો દીકરો. |
| મકનો— | નરીમાનનો વફાદાર નોકર. |
| મહેલ્લાશા— | એક લખ્ખોપતી કંજુસ; ખોરશેદનો ભરથાર. |
| મીનોચેર— | મહેલ્લાશાના ઘરમાં આવતો જતો એક સોલીસીટર ફ્રેન્ડ. |
| સોલી— | મહેલ્લાશાની પહેલી ધણીયાણીનો ભાઇ. } ફરજંદો. |
| દોલી— | મહેલ્લાશાની બીજી ધણીયાણી ખોરશેદનો ભાઇ. } ફરજંદો. |
| રૂસી— | મહેલ્લાશાનો ભાણેજ. એક ઉડાઉ મોજીલો જવાન. |
| ખટલો— | મહેલ્લાશાના ઘરનો કારભારી. |
| બહેરામસા — | એક ડીટેકટીવ. |

## — સ્ત્રી પાત્રો —

| | |
|---|---|
| શીરીન— | અસલાજીની નેક ખસલત ભત્રીજી; પાછળથી ખુશરૂની મહોરદાર. |
| ખોરશેદ— | મહેલ્લાશાની બીજી વારની ધણીયાણી. |

એ વતરીગે પોસ્ટમેન, પોલીસ વીગેરે વીગેરે.

સ્થળઃ— સુરત તથા ભાઠા.

બ ના મે ખુ દા

# "ઝુંપડીનું ઝવેર"

## નાટકના ગાયનો.



### ગાયન ૧

**શીરીન—**

તુંહી તુંહી કીરતાર દાતાર
પાક જાત પરવરદેગાર
તું જગવાલી તું રખવાલી
તુંહી તુંહી સરજનહાર......તુંહી૦

ખુબીઓ ત્હારી ન્યારી ન્યારી
આલમ સારી તુંજને આભારી
સહી સંકટ તુ લેજે ઉગારી
તુંજ સરદારી ખલકત સારી
આતુર જોવા તુંજ દીદાર......તુંહી૦

### ગાયન ૨

**શીરીન**

પરવર ત્હારી શું બલિહારી, રચના ત્હારી અપાર
જગમાં રચના ત્હારી અપાર
સુખે દુઃખે સૌ માની લઇએ, તુંજ હમ એક આધાર
અંતે એજ સફલ અવતાર......જગમાં૦

---

શક્તિ ત્હારી વશ કરનારી,
ભક્તિ ત્હારી સૌને પ્યારી.
સરજતને આધીન થઇ રહીએ, સુખીઓ એ સંસાર
અંતે એજ સફલ અવતાર......જગમાં૦

(સાખી)

સુખમાં કદી મલકાવું નહી, દુઃખમાં ન હિંમત હારવી
આજે સુખી કાલે દુઃખી, એ નીતિ ધ્યાન ઉતારવી
......સરજતને૦

ગાયન ૩

**શીરીન—** આવો આવો મહેમાન મ્હારા આવો
લેવોને આજે લ્હાવો પ્રીતિ સદા નીભાવો
**ખુશરૂ—** પાવો પાવો રસ પ્રેમ પ્યાલી પાવો
ઉમંગથી રીઝાવો લૂંટી સદા લૂંટાવો
**શીરીન—** અમ ઘર પધરાવ્યા, હૈયાં હરખાવ્યાં
દર્શન દઇ ઝુંપડી શોભાવજો
**ખુશરૂ—** તન મન કુરબાન છે, તું દિલનો અરમાન છે
**શીરીન—** આપ્યું વચન તે પળાવજો નીભાવજો
**ખુશરૂ—** પ્યારી લૂંટી સદા લૂંટાવો... ........આવો૦

(સાખી)

સાચો પ્રેમી તે ખરો, રહે જે સદા વફાદાર
સુખ દુઃખમાં વળગી રહે, એજ ખરો દિલદાર
......તનમન કુરબાન૦

ગાયન ૪

**ખોરશેદ—**
હું તો નાજુકડી નાર, બળ્યો મ્હારો અવતાર
મળ્યો કીસ્મતમાં કંજુસ ભરથાર

---

# DISTINGUISHED BEAUTY & PERFORMANCE



## *The New Ford Town Sedan*

*The Ford Town Sedan brings within easy reach of all Motorists, comfort hitherto enjoyed by custom-built car owners retaining all the economical qualities of a light car. This deluxe model offers Large Car Comforts at a Low Cost.*

NEW RADIATOR, LAVISH USE OF RUSTLESS STEEL, SMALLER WHEELS & LARGER TYRES, NEW FENDERS LARGER HUBCAPS, COWL & DOME LIGHTS, ADJUSTABLE FRONT SEATS.

## Let us arrange a Demonstration

EASY PAYMENT TERMS GLADLY ARRANGED.

***Showrooms: Bunder Road, Tel. No. 123.***

ILLUSTRATED CATALOGUES AND FULL DETAILS CAN BE HAD FROM US AND OUR AUTHORISED DEALERS.

## *Sind Automobile Sales Company*

***KARACHI, City.***

હાયરે હું તો પરણી આવી બીજી વાર......હું તો૦
ચમડી તૂટે પણ દમડી ન છૂટે
એવા એ મ્હારા દિલદાર
પઇ પઇ બચાવે. સહુને નચાવે
રોજીંદી છે એ તકરાર
હારી હું તો હારી એવાથી લાચાર....હું તો૦

## ગાયન ૫

ખુશરૂ—

રંક કે રાય સમાન ગણો, એજ ખરો છે ન્યાય
બંદા સૌ તે કીરતારના, ભેદ નહીં પરખાય
ચેતજો જુઠી આ જગની જંજાલ છે
પૈસા પૈસા પળવારની ધમાલ છે......ચેતજો૦
પૈસાની ખુમારીમાં લાખો જન તણાયા
નામો નીશાણ જેનાં જગમાં નહીં જણાયા
સૌથી એ હીણાયા, મગરૂરમાં ગણાયા
પૈસા હાથોના મેળની મીસાલ છે......ચેતજો૦

## ગાયન ૬

સોલી— સમજો સૌ કોઇ નર ને નાર
છીએ બેઉ બેહા બેકાર
પૈસાની મારામાર

દોલી— ફરીયે થઇ ને ઇજ્જતદાર
અહીંતો દમ પર છે સુમાર
ફાકાફુકી તૈયાર......સમજો૦

સોલી— મળ્યો બનેવી કંજુસ
પુરેપુરો એ અંકુસ
છે મુજીઓનો સરદાર

# પારસી ગ્રહસ્થો અને બાનુઓ.

પારસી બાનુઓ તથા ગ્રહસ્થો માટે ખુશ ખબર.

આપની પટેટીનો હીંગામ નજદીક આવતો જાય છે ને તેને માટે અમોએ ખાસ દરેકના ગજવાને પુગે એવો સરસ માલ ખાસ એજ હીંગામ માટે મંગાવ્યો છે માટે એક વખત દુકાન ઉપર આવશો તો આપને ખાત્રી થશે.

આંખને ઉડી વલગે તેવા દરેક જાતના બચ્ચાઓના શુઝો તૈયાર છે.

ઉપરાંત "ફ્લેકસ" શુઝ જે કાનપુરમાં તૈયાર થાય છે તે પણ તૈયાર છે.

આ કારખાનાનો માલ વીલાયતના સારામાં સારા બુટ શુઝને ટક્કર મારે તેવો છે અને તે અમારી પાસે હર વખત મોટી વેરાયટીમાં મોજુદ છે.

એક વખત પધારી ખાત્રી કરો.

**Ahmad Moosa & Bros.**

મીઠાધર ચોક, કરાચી

**દાલી—** તદ્દન ફડકા થઇએ યાર
કરીએ ખુશામત હજાર
જાપે ખુમ ફકને આના ચાર

( કોરસ )

**સોલી, દાલી—** સમજો યારો, હાલ હમારો
પૈસા વગર લાચાર
નહીં ધંધો વેપાર, બાલે બાલ કરજદાર
બંદા એવા નમુનેદાર

### ગાયન ૭

**બંચી—**

સમજો યારો કહું અક્કલની વાત હું તમને આજ
સઉ ચીલ ઝડપના દાવ રમો જરદાર થવાને કાજ
શયતાનના સાથી બની મુકો દુનિયાની લાજ
મક્કારીથી બદકારીથી ગર બનવું હોય સરતાજ

**કોરસ**

ફંદ ફરેબ દગાબાજીથી દુનિયા લૂંટ તું યાર
દાવ પેચ રમી લે ખુબ થઇ જા તું હોશિયાર
ભોલાવી, ભરમાવી બુઠ્ઠાને બન જરદાર
જુલ્મ ને જોરૂ મળે તો સમજો બેડો પાર
સ્વાર્થ સાચવવા ખાતર તું દુનિયા ઉંધી માર
બાપ કે બેટા ફસે કોણુને તેની દરકાર
ચાલાકીથી જીતવા સૌ યાર, બાંધી કમર થા તૈયાર
જાળ ફંદાની બીછાવ સપડાવવા શીકાર.

અદના કે આલા સૌ જગમાં પૈસાના ગુલામ
અહીં તહીં પૈસા વેરો તો સૌ જન કરે સલામ
છે બાંધી મુઠ્ઠી લાખની સેવકનો પુર દમામ
ઉંધું ચત્તું સમજાવીને સૌને બનાવ તમામ.

[ કોરસ ]

ગાયન ૮

શીરીન—

દિલદારના દર્શનની આશે ઘેલી થઇ ફરૂં
મનના માલિકને મળવાને અધીરી થઇ ફરૂં......દિલદાર૦
જાણે જાઇ બેઠું એવા
બસ આવે વીચારો તેવા
વિયોગે વ્હાલાના હું તો દીવાની થઇ ફરૂં......દિલદાર૦
અંતરમાં કંઇ કંઇ થાયે
દિલ મળવાને લલચાયે
તનમન જેને સોંપી દીધાં તે વીન હું કયાં ફરૂં .....દિલદાર૦

ગાયન ૯

ખુશરૂ—

જલેલા જીગરને પૂછો કે મ્હોબ્બતની શું કહાણી છે
તો કહેશે કે ફસાયા તો જીવનની ધુળધાણી છે......જલેલા૦
હજારો એજ મ્હોબ્બતમાં. દીવાના થઇ ભટકતા રે
છતાં મ્હોબ્બત વગરતો જીંદગી આ રસ વીનાની છે......જલેલા૦
ખરા પ્રેમીની કીંમત તો, ખરા પ્રેમી ખરે જાણે
ફકીરી હાલે થઇ ફસ્તા, કબર તેને પીછાણી છે......જલેલા૦

---

**Please read and avail of this opportunity.**

# A SOUND ADVICE

## IF YOU WANT

## ECONOMY, BEAUTY AND HEALTH

Please don't fail to send your warm suits and other clothes to us for "DRY CLEANING or DYEING" all throughout the Season. Our Scientific and simple process is a guarantee for cleaning all sort of Soiled, Stained and shabby garments and make them free from all impurities and germs, etc.

A trial will convince you of the wonderful result of our methods. Don't get your costly suits spoiled by ordinary people who wash them in an ordinary Dhobi process and do not know how to "DRY CLEAN" at all.

**Washing** is also done under expert supervision by new Scientific Process simple and harmless. No acid used no loss or breakage of buttons, etc.

**Charges Moderate & Work Excellent.**

UNDER PARSEE MANAGEMENT

# The International Laundry.

## DRY CLEANERS & DYERS,

***PREEDY ROAD, TRAM JUNCTION.***

***Near Empress Market,***

CAMP,-KARACHI

---

# ધી ઈનટરનેશનલ લોન્ડ્રી.

**ડ્રાય કલીનર્સ એન્ડ ડાયર્સ**

**પ્રીડી રોડ, ટ્રામ જંકશન. એમપ્રેસ મારકીટની સામે**

**કેમ્પ,—કરાચી.**

ગરમ, સુતરાઉ, અને રેશમી રંગવાનું અને ડ્રાય ક્લીનીંગ તથા ધોવાનું કામ ઘણીજ સફાઇથી અનુંભવી સ્ટાફના કારભાર હેઠળ અને પારસી માલેકી તથા મેનેજમેન્ટ હેઠળ કરી આપવામાં આવશે.

### ગાયન ૧૦

**શીરીન—** પ્રીતિ લગાડી દિલથી છોડી ક્યાં જાવોને હાય
તમ વીન હું ઝુરી મરૂં જીંદગી આ રદ થાય
વ્હાલા છોડી ના જાવો
મુજને અહીં નીરાધાર
**ખુશરૂ—** પ્યારી મ્હારી દિલદારી
તું ગમ ના કર લગાર.........વ્હાલા૦
**શીરીન—** જુદાઈ આ તમારી
ના મુજથી સહેવાય
**ખુશરૂ—** લખ્યા જે લેખ કીસ્મતમાં
મુજથી ના ભૂસાય.........વ્હાલા૦

### ગાયન ૧૧

**અસલાજી—**જીંદગાની દીન ચારની આ, જુઠો મદ શા કામનો
આજે અહીં કાલે જવાના. શું ભરોસો આ ધામનો
જગત એક સ્વપનાનો છે ખેલ
તરી જાવું બહુ મુસ્કેલ.........જીંદગાની૦
દોલતના જોરે ઘણા, ભાન ભૂલા થાય છે
ખાલી હાથે આવ્યા, ખાલીજ હાથ જવાય છે
જોર, જુલ્મ કરતાં ડર રાખો તે પરવરના નામનો
ધન દોલત સૌ અહીંજ રહેવાની ખ્યાલ કરો અંજામનો.
.........જીંદગાની૦



# ચરનસીંગ એન્ડ સન્સ.

## ઉત્તમ ફરનીચર



**સર્વે જગ્યાએ વખણાયેલું. જરૂર મુલાકાત લેશોજી.**

ઘરઘતુ ફરનીચર અમારી પાસે હંમેશાં તૈયાર રહે છે તમારાં ઓરડરો જરૂર નોધાવજો. ટુંક મુદતમાં જેવું જોઇએ તેવું ફરનીચર બનાવી આપશું. તે સીવાય વીલાયતી ફરનીચર પણ અમારે ત્યાંથી મળશે.

**ચરનસીંગ એન્ડ સન્સ,**

વોટર ક્રોસ રોડ, કરાચી.

---

**The entire BEST remaining**

**stock of a Bombay closing firm**

**Near exhibited before in Karachi**

**AT**

**HALF PRICE**

**J. Manikrai & Sons.**

# અંક બીજો

## ગાયન ૧૨

**શીરીન—**

દિલની આ વેદના ન સહેવાય કે કહેવાય
પ્રેમના પંથે જતાં દશા આવીજ થાય........દિલની૦
જખમ જુદાઇનો છે કારી, કેમે કરી ન રૂઝાય
સૂની સઘળી દુનિયા સૂની પ્યારા વીન જણાય......દિલની૦

## ગાયન ૧૩

**અસલાજી—** લાડકવાયાં સૌને સંતાન
પીદરનું નામો નીશાન......લાડકવાયાં૦
અદના કે આલા આ જગતમાં
એ જતાં નારાજ બને
અંત સમયમાં કામ આવે
એ વીના મહોતાજ બને......લાડકવાયાં૦

( સાખી )

સુખ ચેન મળે, જંજાલ ટળે
બાંધી આશ ખરી, એકદીન ફળે
આ નયનો ઠરે, જોઇ હર પળે
સંતાન નહી તો, આ જીગર જળે
સુખ શાંતી અપાર, દીલનો કરાર
જીવનનો આધાર, ખરૂં એ હેસાન...લાડકવાયાં૦

## ગાયન ૧૪

**રૂસી—** ચાલો મામાજી વસાવોને ઘરબાર
**મહેલ્લાશા—** વાહ ભાણેજ તમે તો છેઓ નમુનેદાર

---




**SPECIALIST**
**IN OVERHAULS**
**PAINTINGS,**
**WARRANTEED**
**WITH**
**FREE SERVICE.**



---

દરએક જાતનો આખો તથા દળેલો મસાલો, ઉંચા મલબારી સુખડના પેરીઆ, તથા તાછો, કોરીનું તથા રસનું લોબાન, ચીનાઇ તથા મોરીસીઅશ ખાંડ, દરએક જાતની ચાહે તથા કાફી, શેરડીનો ઉંચો શરકો તથા દરએક જાતના અનાજ. તથા ઉંચુ ઘી, તેલ, તથા ઓઇલમેન સ્ટોર હમારે ત્યાંથી ખાત્રી પૂર્વક મળી શકશે.

**સોરાબજી જમશેદજી સીધવા.**

ફ્રીઅર સ્ટ્રીટ, કેમ્પ,-કરાચી.

---

**For Painting & decorating**

**YOUR HOUSE**

# Consult: Rustamji K. Messman.

*Painters & House Decoraters.*

**NAPIER STREET,**

**રૂસી—** છતે પૈસે શું ધૂળ મુકવા કરવી હાયવાય

**મહેલ્લાશા—**ઓ પાજી મુઓ મર હવે મુજથી નહી સહેવાય...ચાલો૦

**રૂસી—** ધંધો કરવા કંઇતો આપો. ફાકાફુકી મુજની કાપો
અમર કીર્તી કંઈ સ્થાપો,

**મહેલ્લાશા—**હવે તમે રસ્તો અહીંથી માપો.........ચાલો૦

## ગાયન ૧૫

**ખુશરૂ—**

સમજ સંસારના પ્રાણી, જૂઠી આ જીંદગાની છે
અરે પણ ચાર દિવસની, જુવાની જાણ ફાની છે
જૂઠી કાયા જૂઠી માયા, જુવાનીની જૂઠી છાયા
જરા તું જાળવી લેજે, નહી તો હય હાની છે
વિધીના લેખ જે લખ્યા, કદાપી તે નહીં મીટયા
અમર ના કોઇ રહેવાના, ભલેને મૂર્ખ યા જ્ઞાની છે.

## ગાયન ૧૬

**નરીમાન—**પૂછો ના દુઃખની કહાણી, શું કરશો એ બીના જાણી
અમીરીનો કીધો ન વિચાર, પ્રીયા કાજે તજ્યું ઘરબાર
પીતાની શિખ નહી માની, શું કરશો એ બીના જાણી

× × × × ×

ગરૂરીમાં તણાયો ખુબ, ન જાણ્યું શું બુરૂ કે શુભ
ફેરવ્યું શાન પર પાણી, શું કરશો એ બીના જાણી

× × × × ×

ઉંધે દહાડે ઉંધુ સુઝે, કદર મ્હારી કોણ હવે બુઝે
અકારી જીંદગી માની, શું કરશો એ બીના જાણી

---



# PLYMOUTH SEDAN



LOW IN FIRST COST

AND

LOW IN UPKEEP

Every inch the Aristocrat

ASK FOR DEMONSTRATION

AT

## Merwanji Edulji & Co.

*Garden Road, KARACHI.*

Telegrams 'PIOUS'

Telephone 1015.

× × × × ×

અભિમાની કરી ફૂલ્યો, ખુદાઇ રાહને ભૂલ્યો
નતીજો જોઇ લ્યો જ્ઞાની, શું કરશો એ બીના જાણી.

### ગાયન ૧૭

ખુશરૂ—

જગતમાં નેકીનો જય થાય
હરામીઓ ફોકટ હરખાય ..............જગતમાં૦
પાપી કીડાઓ આ જગમાં, ઠામે ઠામે જણાય
છળ કપટના દાવો ખેલતાં જીત પહેલાં થાય
અંતે બાજી તો પલટાય......જગતમાં૦
જર જુવાની કરી નાદાની, સૌ વિનાશે જાય
પાપ ફૂટતાં આંખ ખુલતાં, ભૂલ સાફ જણાય
અંતે પાપીઓ પસ્તાય......જગતમાં૦

### ગાયન ૧૮

મંચી—

ફેંકયા પાસા નાખ્યા ફાંસા, બાંધી અંતરમાં સૌ આશા
મેળવવાને શીરીન જેવી એક દિલદાર
પાપીઓ સદા સૌ ફાવે, નેકી કામ જરા નહીં આવે
એવો દુન્યાનો સઘળો ઉલટો વહેવાર

( કોરસ )

સમજો મળે ગર પ્યારી, ઉમેદ ફલે સૌ મ્હારી
પાસો અજમાવવા થા તૈયાર
માથે લેઉં હું ધરતી સારી, ફત્તેહ નકકી છે મ્હારી
બસ પડસે પાસા પોબાર.

---

ટેલીફોન નં ૧૬૧.                    ટેલીગ્રામ "હસલામ"



બાઇ સ્પેશીઅલ અપોઇન્ટમેન્ટ

હીઝ એકસીલનસી સર લેસલી ઓરમ વીલસન,

પી. સી., જી. સી. આઇ. ઇ., સી. એમ જી., ડી. એસ ઓ.

મુંબઇના નામદાર ગવરનર.

# એ. હાજી ડોસલ એન્ડ સન્સ

## જનરલ મરચન્ટ.

એલફીનસ્ટન સ્ટ્રીટ,—કરાચી.

પરફ્યુમરી, ઓઇલમેન સ્ટોર્સ, સ્મોકીંગ રીકવીઝીટ ટોયસ,
શીકારને લગતો સર્વે સામાન, તથા મોજ શોખની
ચીજો કીફાયત ભાવથી અમારી
પાસે મળશે.

**એક વખત પધારી ખાત્રી કરો**

**એ. હાજી ડોસલ એન્ડ સન્સ,**

કેમ્પ, કરાચી.

## ગાયન ૧૯

**સોલી, ડોલી—**

પીઓ પીઓ જામે શરાબ. દુન્યા ઇસસે આબાદ હય
શરાબ જીસને નહી પીયા, જીંદગી બરબાદ હય
આવો સાકી લાવો ભર ભર કે જામે શરાબ
કોન કહેતા હય કે યે હય ખાના ખરાબ......આવો૦
દારૂકી લહેઝત તો ઇસ દુન્યામેં ઓર હય
પીએ વોહી જો કીસ્મતવાલા
વીસ્કી બ્રાન્ડી ઓર ચમ્પીનકી તો બહાર હય
પીઓ પીઓજી મતવાલા યે જામે શરાબ......આવો૦

## ગાયન ૨૦

**મહેલ્લાશા—**

વરસોના વરસો મેં હાડમારી ભોગવી
પૈસો જમાવ્યો અખૂટ
હાયરે મારૂં જીગર જલી ખાક થાયે
જોઇ આ લૂંટાલૂંટ..............વરસો૦
સાકરના સીરા પર માખો ભમે તેમ
ભામટાઓ ભમ્યા કરે,
સૌને બનાવતા, દોલત પચાવતા
ધંધા એવા લઇ ફરે,
આખર એવાથી કંટાળી હું થાકયો
ખરે છે આ માથાકૂટ..............વરસો૦

---

### ગાયન ૨૧

**શીરીન—** તુંહી સહાય થજેને મ્હારી
આફ્ત આ મુજપર અણુધારી......તુંહી૦
પાપી પ્રપંચીને હાથે ફસી હું
દુઃખના ગારમાં આવી વસી હું
તુંહી દાતાર લેજે ઉગારી........તુંહી૦


અંક બીજો સમાપ્ત.

## અંક ત્રીજો

### ગાયન ૨૨

શીરીન— શ્યાના સલુણા છોને દિલના દિલદાર મ્હારા
ખુશરૂ— પ્યારી પ્રીતી નહીં ભૂલાવજો
શીરીન— વ્હાલા દગારા છોને દિલના તમે ચોરનારા
ખુશરૂ— પ્રેમે ઝુલી સદા ઝુલાવજો.........શ્યાના૦
શીરીન— જોઇ તમ મુખડું
આ હૈયું હરખાય છે.
ખુશરૂ— સાચા તુંજ પ્યારની
કસોટી પરખાય છે.
શીરીન— પ્રીતે પધારી રીઝાવજો
ખુશરૂ— પ્યારી પ્રીતી નહી ભૂલાવજો.........શ્યાના૦

---

# For Work or Sport



**"Margate"** Canada made crepe sole shoes give the best service.

**Attractive in style & cheap in Price.**

OXFORD SHAPE FOR GENTS
& ANKLE STRAP FOR LADIES.

Sole Agents: **Bhagchand & Co.**

BUNDER ROAD, KARACHI.

*Camp Stockists:* **Phoenix Footwear Co.**

***Elphinstone Street, KARACHI.***

---

તમારૂં જુનું અને જાણીતું મથક

# જહાંગીર રૂસ્તમ કું.

તરેહ તરેહની પેસ્ટ્રીઝ તેમજ ક્રીસમ ક્રીસમના કેકો
દરરોજ તાજાં બનાવવામાં આવે છે.

હમારા પોતાના હાથે બનતા ફેન્સી નાતાલના તેમજ નવા
વરસના કેકોની વરદી હમણાંથીજ નોંધાવો હર સાલ
મુજબ ડાયરેકટ વેલાયત તથા અમેરીકાથી જાત
જાતના રમકડાંઓનો ગંજાવર સ્ટોક
આવી ગયો છે.

એક વખત જોઇ જવા ભળામણ છે.

ફ્રીયર સ્ટ્રીટ, કેમ્પ.

## ગાયન ૨૩

સર્વે— ધન દોલતના પુજારીઓના જોયા કેવા હાલ
મહેલ્લાશા— કંજુસાઇ કરતાં માથે વ્હોરી લીધી જંજાલ
સર્વે— પૈસા છતે ગાંઠે બાંધીને કહેવાયા કંગાલ
મહેલ્લાશા— લખ્ખોની દોલત પાસે તેનો નહી કીધો ખ્યાલ......ધન૦
સોલી— સઉ માલ મલીદા ખાવાને બદલે ચણાના ફાકા
દોલી— પૈસા ખાતર સઉ હાડમારી ભોગવીને થાકા
સર્વે— વળી જીવતા જીવત મુવેલા ઠરીયા તોએ ન કીધો ખ્યાલ
મહેલ્લાશા— કંજુસાઇ કરતાં માથે વ્હોરી લીધી જંજાલ......ધન૦

## ગાયન ૨૪

સર્વે— અય કીરતાર, તારો આભાર
કીધું એહસાન હમ પર અપાર
દીધી તેં યારી લીધી દાદ હમારી
સઉ નમીએ તુંજને લાખો વાર......અય કીરતાર૦
શુભ દીન આજ. રાખી તેં લાજ
આનંદ ફેલાવવાને કાજ
એમેચ્યુઅરસો માંગે દુવા
વાઇ. એમ ઝેડ. એ. પર
તું રહેમ કિતાર......અય કીરતાર૦

